

શ્રી

ભારત નૌતમ નાટક મંડ

# સતી પ્રફુલ

નાટકના ગાયનો.

પ્રગટ કર્તા—ચીમનલાલ બકોરદાસ દલાલ.

માલેક—ભારત નૌતમ નાટક મંડળી.

હાલ મુકામ—સુરત સૂર્યપ્રકાશ થીએટર.



'દેશી મિત્ર' પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે

છાપ્યાં. લામડાચોક—સુરત.

(આવૃતી ૨ જી પ્રત ૨૦૦૦)

સંવત ૧૯૭૮ ] [ સને ૧૯૨૨

કીમત રૂ. ૦—૪—૦

## પાત્રોના નામ.

### પુરૂષ પાત્રો.

ખાન—ગોંઠીયાનો નવાબ.
—( દોલતખાન ) નવાબનો શાહજાદો.
નીપાઠક—પરોપકારી બંગાળાનો બહારવટીયો.
કર—તેનો પુત્ર.
સીંહ—બંગાળાના એક ભાગનો જુલમી જાગીરદાર.
દન—જાગીરદારનો કારભારી.
વલ્લભ—પ્રફુલનો સ્વસુર.
શ્વર—તેનો પુત્ર.
નાથ—વિષય લંપટ નગરશેઠ.
ચુર—તેનો પરોપકારી પુત્ર.
દુર્લભદાસ—નગરશેઠનો મુનીમ.
ભગલો—ભોજનો ચસ્કેલ હજામ.
પોપટ—ચાલાક છોકરો મેનાનો પતિ.

### સ્ત્રી પાત્રો.

પ્રફુલ—હિંદમાં મનાતી આત્મબળધારી વીરાંગના.
પદ્મા—કારભારીની પુત્રી રશ્મિની ધર્મની બ્હેન પ્રભાકરની પત્ની.
ફુલી—છટેલ માલન, માપ્રતની સ્ત્રી દુર્લભદાસની રખાયત.
મેનાં—દુર્લભદાસની દીકરી પોપટની પત્ની.
શીવલી—ભગલાની અજડ બૈરી.

આ સીવાય દાસ, દાસીઓ, સહ્યનીકો, ચોપદાર, મહીલા મંડળ, રમેશ, સુરતી, મહ્ત, આસતામાન, અન્નારખાન, વજીર, બ્રાહ્મણો, ખેડુતો, મુસલમીન, હોટલનો માલીક, વિગેરે વિગેરે.

# સતી પ્રફુલ નાટકનો સંક્ષિપ્ત સાર.



## અંક ૧ લો.

પ્રારંભ થના બાદ વીરાંગના અને આર્યવીર વચ્ચે પ્રયોગ સંબંધી વસ્તુ સુચન.

પ્ર. ૧ લો—નીરાધાર પ્રફુલનો પ્રાણ હરવા આવેલ રમેશનું ભવાની પાઠકના હાથે ખુન, હરવલભનો તીરસ્કાર છતાં ભવાની પાઠકના હુકમથી પ્રફુલે શ્વસુર ગૃહે સીધાવવું, અચાનક દેવી સીંહનું આવવું પ્રભાકરનું પ્રગટ થવું સૈનીકોએ સ્તબ્ધ થવું. ટેબ્લો.

પ્ર. ૨ જો—કોળી હજામે પોતાના હેરકટીંગ સલુનનું વર્ણન કરવું પોપટે હજામ પાસે નોકર રહેવું, દુર્લભદાસ માર્ફત ખંભાલીઆ જાગીરદારનો પ્રાઇવેટ સેક્રેટરી, મેના પોપટનો હાસ્ય વિનોદ.

પ્ર. ૩ જો—ક્રૂર કારભારી પ્રમાદધનનો પ્રજા ઉપર સત્તાના દુર ઉપયોગનો વિચાર, દોલતખાન (રહીમ) ના શરણ લેવાના ઉદ્ગાર, કારભારીનો ઇનકાર, રહીમની આજીજી કારભારીનો ક્રોધ પન્નાથી રહીમનો બચાવ.

પ્ર. ૪ થો—હરવલ્લભે પ્રફુલનો સ્વીકાર નહીં કરવાથી ક્રોધી પ્રફુલ ઉશ્કેરાઈ પોતાના સ્વસુર હરવલ્લભને ઠાર કરવાની તૈયારી

પ્ર. ૫ મો—કુંસી અને દુર્લભદાસનો હાસ્ય વિનોદ પ્રફુલને આણુનાથને સોંપવાના વિચાર.

પ્ર ૬ ઠો—મહિલામંડળ-સ્વદેશી ખાદી પહેરવા માટે પ્રફુલનો આર્ય બ્હેનોને બોધ; કારભારીનો અટકાવ, મહિલા મંડળની જીત.

ટેબ્લો.

પ્ર ૭ મો—પૈસાદારના પુત્ર ચતુરને ઠાર કરવાની પ્રભાકરની તૈયારી ભત્રાજી પ.ઠકથી બચાવ, ગરીબ કષ્ટ નીવારણ સમાજમાં ચતુરનું દાખલ થવું પોતાના બાપની મીલકત લુંટી લાવવા ચતુરનું જવું, કંગાલ સ્થીતીમાં ગજ્રા અને ગડીમનું આવવું, દુર્લભદાસના લુંટેલા દાગીના પ્રભાકરે પન્નાને આપવાથી જાગીરદાર રહીમ ઘાયલ વેરનો બદલો.

ટેબ્લો.

પ્ર. ૮ મો—કાળી હજામના ઘરનો. હજામની ધામાધમ અને પોપટની ધામાધમ શીવલાનો હજામ ઉપર દમ.

પ્ર. ૯ મો—નીચ વૃતીના નગરશેઠની પ્રફુલ ઉપર દુષ્ટ વૃત્તી પુત્રનું આવવું, પીતા પુત્ર વચ્ચે ધર્મયુદ્ધ પ્રભાકરથી નગરશેઠનું ખુન.

ટેબ્લો.

ડ્રોપ.

## અંક ૨ જો.

પ્ર. ૧ લો—પ્રફુલને ગરીબ કષ્ટનીવારણ સમાજની અધી ખ્હાતાનો પ્રકાશ, હરવલભનું ઘર લુંટવાનો ઠરાવ, જાગીરદારને જકડવા પ્રફુલનું પ્રયાણ.

પ્ર. ૨ જો.—હરવલભના ઘર ઉપર પ્રભાકરની લુંટ બાણુ બંધન દેવીસીંહના નાણાં સંબંધીનો તમાસો દેવીસીંહના હાથે ચતુરનું ખુન. ટેબ્લો.

પ્ર. ૩ જો—કન્યાવિક્રયનો આબેહુબ ચિતાર, મેના પોપટનો હસ્ત મેળાપ; આનંદના ઉદ્ગાર.

પ્ર. ૪ થો—ચોરો. ખેડુતો ઉપર કારભારીનો જુલમ રહિમનો બોધ, જાગીરદારનુ આગમન, રહિમને કેદ કરવાનો હુકમ પ્રફુલથી રહિમ અને ખેડુતોનો બચાવ, જાગીરદાર કેદ. ટેબ્લો.

પ્ર. ૫ મો—પારકી બૈરી પર આશક પડનાર ભગલાને નજીવી ભયંકર સજા, મેના પોપટની ચાતુરી.

પ્ર. ૬ ઠો—(બગીચો) સખીઓનો પદમા સાથે વિનોદ, પ્રભાકરનો ઉંચા પ્રકારનો શણગાર.

પ્ર. ૭ મો—દુર્લભદાસ ડુસી મેના પોપટ અને ભગલાનો ભયંકર ઘોંટાળો, હાસ્ય રસનો આબેહુબ ચિતાર.

પ્ર. ૮ મો—પોતાની રૈયતની આબાદાની રાખવા માટે જાગીરદાર પ્રત્યે ભવાનીપાઠકનો બોધ, જાગીરદારનો ક્રોધ, પ્રફુલ નહીં સ્વીકારવા માટે વજ્રેશ્વરની પ્રભાકરને હાથે ખુન થવાની તૈયારી પ્રફુલથી બચાવ. ટેબ્લો.

ડ્રોપ.

## અંક ૩ જો.

પ્ર. ૧ લો—ધારાની હોટેલમાં આવેલા ગ્રાહકોને માંસ માટી નહીં ખાવા માટે રહિમનો બોધ, પોતાના શાહજાદાની શોધમાં નીકળેલા ગાજીખાનનું હોટલમાં આવવું, હોટલના માલીકની મસલતથી કારભારીના રહિમના પ્રાણ લેવાની કોશીષ, ઓઠીયાના જવાબ ગાજીખાનથી રહિમનો બચાવ કારભારી કેદ.

ટેબ્લો

પ્ર. ૨ જો—પદ્મા ને પ્રભાકરને હેની શૃંગાર

પ્ર. ૩ જો—(છાવણી) હરવલભને મજેશ્વરની બહારવટીઆઓને પકડવા માટે ગાજીખાન પ્રત્યે અરજી પુત્ર શોધી પડતી મુકી બહારવટીયા તરફ હરવલભ સાથે ગાજી ખાનનું પ્રયાણ.

પ્ર. ૪ થો—બહારવટીયાની ગુફા, પ્રફુલ બનાવી પાઠક અને પ્રભાકર ગાજીખાન સાથે કેદ.

ટેબ્લો

પ્ર. ૫ મો—કામીકનો ખુલાસો.

પ્ર. ૬ ઠો—ગુમ થયેલ રહિમનું દોલતખાન શાહજાદા રૂપે પ્રગટ થવું, ભેદી ભરમનો ઉલ્લેખ, બહારવટીયાનો ન્યાય, જાગીરદારનું પદભ્રષ્ટ થવું, પદ્મા પ્રભાકરનો હસ્ત મેળાપ ખુશાલીમાં જાપાનીઝ ડેન્સ.

શાન્તી શાન્તી શાન્તી

# સતિ પ્રફુલ.

નાટકનાં ગાયનો.

"મંગળાચરણ"

સુત્રધાર બાળાઓ—

શ્રી રાધા શ્યામ ગીરીવરધર નંદનંદન
કૃષ્ણ કોટી કળાવંત વિશ્વનાથ નિરંજન
નાથ અનાથના અધમ ઉધારણ કષ્ટ નીવારણ તારણ મારણ
તવ પદ પંકજમાં દીન બાળનું વંદન...શ્રી.

બાળાઓ— ૨

બીચારા દીન બનિ નરનાર ભારતમાં કંઇ ભુખે મરતા
તવંગર તેજ મહીં અંજાય ગરીબનું બેલી કોઇ નવ થાય
હજારો અંગ ઉઘાડે વળી વીખાની વસ્તી મહીં ફરતા...બી૦
અરે ઓ ભારતના ધનવાન દઇને તન મન ધનનું દાન
બચાવો દીન જનોને પડો ન પાછા પરમારથ કરતા...બી૦

મેના— ૩

આ મન મોહક મેનાનું જોબન એળે જાય છે
હું નાજુક નાર નવેલી, હું અમૃત રસની વેલી;

રે નાથ વિનાની ઘેલી જોબન એળે જાય છે.
નવ ચેન મને કંઈ પડતું ચીતડું ચો હીંચે ચઢતું,
આશા પંથે આથડતું, જોબન એળે જાય છે.

મેના–પોપટ— ૪

છબીલા છેલ ન છેતરીએ જવા દો દુરીજનથી અમે ડરીએ
ખરો આ ખેલ કરીને ફેલ ફસાવી તમને શુ કહીએ
મનહર મનમાં ભાવે ખાળા મુકી દો અમથા ચાળા
ટેકીલા પ્રેમીલા પ્રેમી તમે સેવીશું સ્વામીને સ્નેહે અમે
સુધાની ખાણ તું સાચી સલુણી આમ ન છેતરીએ

રહિમ— ૫

હિન્દુ મુસ્લીમ ભાઇ સંપીને સહુ સાથ રહો
બેઉના એક તાત સમજી ખુદાનું નામ લહો
અનેક રૂપે એક છે જયાં પ્રભુ ખુદ ખુદા સહી
જુજવી ડાળી દીસે પણ વૃક્ષ એક કહો
તજીને ભીન્નતા ભાઇ સજહયો એકયતા સબળા
ભારતનાં હિતને માટે સંકટો સહુ શીરે સહો

કુલી— ૬

કંઇક નરને નચાવું હું નારી માલણ મેધેરા મુલની ખરી
અંતરમાં આંકડી, ઉપરથી રાંકડી નચાવું આંખડી જરી
વિષયનો ભોળી જન જાય છે મરી
પુરી હું ખળમાં, ફસાવી કળમાં, જોબન જળમાં પલાળું પળમાં...: કંઇક

ફુલી-દુર્લભદાસ— ૭

પાવો પ્રીતીની પ્યાલી લ્હાવો લેવાને વ્હાલી રેલાવો રસ રેલા...પાઓ૦
ચાલોજી (૩) આ ચતુર નારના ચેલા
હું હલામણ જેવો છું તું સતી છે સોન રાણી
મેં સંગ કીધો તમારો ભાવનાથી હેમ જાણી
નીભાવજો નાથ સદા પાળી પ્રીતે અલબેલા...ચાલોજી૦

પ્રફુલ-મહીલામંડળ— ૮

રૂડી સ્વદેશની પ્રસાદીરે પહેરો પાવનકર ખાદી
દેશ બરબાદી ટાળો આશાવાદી ચાહોજો ભારતની આબાદીરે
ખાદીના નાદીરે પીછુ અનાદીરે પહેરતા ઉર લાવી ચાદીરે...પહેરો
કિંમતમાં સાદી છે ગુણીયલ એ ગાદીરે સાદી અને શાહજાદીરે...પ૦

ચતુર—ભવાની પાઠક— ૯

જન્મી જેણે કરી ન સ્વદેશ સેવા તેનું જીવન જગમાં "એળે ગયું"
અરે દેશબંધુ તમે ધ્યાન ધરો ભલા શ્રીમંતો રંકની રક્ષા કરો
અન વસ્ત્ર દઇ તેનું કષ્ટ હરો થશે ઉન્નતી હિંદની ધર્મ ખરો...જન્મ
ખર્ચો ધન બહુ સખી મદદ થઇ ખોલો અનાથ આશ્રમ હિંદ મહીં
દીન હિંદુ મુસલીમ બાળ કંઇ પાળો હિંદુ મુસલીમ એક થઇ

પદ્મા-રહિમ— ૧૦

વિભુ ઉદ્ધાર કરો નાથ અનાથના ભવ સિન્ધુથી તારો...વિભુ૦
અમો નીરાધાર આપનો આધાર ના રહ્યો સુખનો આરો...વિભુ૦
નબાપાં બાળુડાં કહે સૌ કુડાં આપ ઉગારો વા મારો...વિભુ૦

ભગલો-શીવલી-પોપટ— ૧૧

આ કયાંથી વળગી તગડી હૈયા પર બળતી સગડી
દીકરા પોપટ ગુજરીમાં વેચી આવજો
મેર મારા રોયા મેં ઢંગ તારા જોયા
કન્યા વકરે મા તારી તું વેચાવજે
આ હરાયો પાડો આ ભુંડણનો ભવાડો
બચ્ચા પોપટ આવી ધાંધલમાં ફરજે

---

## અંક બીજો.

ભવાની-પાઠક— ૧૨

રાંકડા રીબાય હાય શું હવે થશે.
શું હવે થશે બીચારા કહો કયાં થશે......રાંકડા
કષ્ટને ઉછેરવાનો તાત તજીતારવાનો નાવને ડુબાવવાનો
વારીનો હઠ શું હશે
વૃક્ષ કાપાય વેલ ખાય વેલથી શી રીતે વધાય
અણુ વિંધ્યું મમ મન વિંધાય શાન્તી પામે નહી કશે રાંકડા૦

પ્રફુલ— ૧૩

નીર્દય નીચ થશે તું ખ્વાર ખ્વાર ભમી રહયો શીર કાળ
સંહારૂં દીન દુઃખ કરને નથી વાર વાર
ઉદર ઘરમાં વિષધર મ્હાલે અવળો ન્યાય હવે નહીં ચાલે
નમાવું નીચના શીરને... ... ... ...સંહાર૦

પોપટ-મેના— ૧૪

મેના મળી છે મોઘેરા મુલનીરે સ્નેહે સાચવજો તમે
ગોરી મારી ગુલાબના ફુલનીરે વાસ કોને ના ગમે
કરી છે પ્રેમની પીછાણ નહીં નમેરા થશો
શાણા સાચા સુખભરણ સદા હસાતી હશો
ગણું ગોરી ગુણ ખાણ લ્હાવો વ્હેમ ના કરશો
તારો સાચો સ્નેહ પ્રાણ મારા અંતરે વસ્યો.
ભવ સીંધુથી તરવા માટે નાવ સુકાની મારા
મહેરાણી છે ગુણીયલ ગોરી પોપટ પ્રાણથી પ્યારા
સચ્ચો પ્યાર સાચો સાર, સતિ નાર, વાહ ભરથાર...

મેના— (૧૫)

છેલ છબીલી નાર મારા ડહાપણનો નહીં પાર.
પુછી પાણી પીએ ભરથાર ગૃહણી શોભાવું ઘર બાર
માંગે જો પીયુડા પાણી હાજર કરૂં દુધની દાણી
મલપતી છું મોહક મેના માનીતી નાથની નાર...પુછી પાણી.

મેના—પોપટ—બગલો— (૧૬)

ભાઈ બેને ચસકેલી આ વાવડી મુઆ બબા ભાઈ
પીટયા મુઓ શાને પાડે આવડી મારોના મુજને ચામડું ચુંથાય છે(૨)
જી જી જી જી જી મહેર શીકોતર માવડી.
મરજો [illegible] રોયા આવડી થાવા દીઓ...જો બે ચસકેલી

છોડો નહીં નાગ કાળો મોઢું તમારૂં બાળો ભુલાવું હું તારો આવો
ધખો ધખ મારી લાખ્યા હાય... ... ...જો જો ચસ્કેલી૦

સખીઓ—પદ્મા— ૧૭

(ગરબો.)

સખીરી પ્રેમની વાતે પ્રેમીલા જાણતારે લોલ
ગુરે વીરહીલાં કોતો પ્રેમીથી માણતારે લોલ
સાર શોધે અજ્ઞાની જ્ઞાન ગ્રંથનોરે લોલ
પાર પામે નહીંકો પ્રેમ પંથનોરે લોલ

પ્રેમી સમજાથી માનતા પ્રેમી પુરણ પરમેશ
પ્રેમ વીનાનું ધ્યાન ના ધ્યાની ધરે લવ લેશ

તારલા તમામ રહ્યા મનમાં છવાઇ
પ્રેમનું પ્રમાણુ અન્ન જાય ના'સમાઇ, પ્રેમનું મુલ જે જાણે અમુલ્ય
પ્રકાર પ્રેમના જુદા જુદા.

પદ્મા—સખીઓ— ૧૮

સખી રીશ શાને કરે યૌવન મદમાં
જુઠેલી પ્રીય નયને અપ્રત જરે
ભ્રમર ભોગીલા પ્રેમ વાસમાં પડશે કુમુદી જયારે
વિરહાનળથી બળશે હૃદયે જો માલુમ પડશે ત્યારે
જાણી ચાતુરી જાવા દયોને સહુ સખી તમથી હારી

હારી હારી કહી વાત ઉડાવે વચન વદીને કાલા
જાણ્યાં જાણ્યાં બેન તમોને, છો ખહુ શરમાળાં
રસીકનું ધ્યાન હૃદયમાં ધરે!!

પદ્મા—પ્રભાકર— ૧૯

સદા શાણા સોહાવો સુભાગી ગ્રહી હાથ પદ્માને ગ્રહી નીભાવજો
આપણી પીયુ પાંખ વીનાની નાથ પદ્માને પ્રીતે નીભાવજો
અંતરમાં એક છો એ. તું નવ લાવશો
સખી સદા શાણી નાથને નીભાવજો
સતિ સુખ દુઃખ વેઠનાર સ્વામીનાથ પદ્માને પ્રીતે નીભાવજો.

ભગલો-પોપટ-ફુલી-મેના-દુર્લભ-૨૦

આતો ગડબડ ગોટાળો થયોરે બાપલા પુરી ફજેતી થઇ
મેનાને મળવ ને ફુલીને છળવા મનની મનમા રહી
દુર જા, ધુતારા ધુતી લીધી ફજેતી પુરી કીધી
રાખો ના જરી ભીતી બચી મેં અચ્છી લાધી
મારો ભગાને મ ર પોપટ બચે છે યાર
બની બૈરી ચઢયા ફુલી લાજને લુંટી કીધી નવાઇ
દુર્લભદાસનો વેશ અકલી પ્રગજી બુરૂ કીધું
આ પીટયા પોપટે મારૂં જોબન લુંટી લીધું
મેર પીટયા પાજીયા લેઉં તારા છાજીયાં
હાય તને (૩) હાય હાય હાય... .. ...આતો૦

## અંક ૩ જો.

મોહન— ૨૧

પશુના પ્રાણ લેનારા તમારો ખ્યાલ ખોટો છે.
તપાસી ધર્મ સઉ જુવો અહીંસા ધર્મ મોટો છે
અજાના પ્રાણ જો લેશો કરેલાં પાપ ભોગવશો
મળાં ના પાયનાં રેંશો અહીંસા ધર્મ મોટો છે
ગણી ગુણ ગોર તણા જોશો ખોટા સૌ ખ્યાલને ખોશો
પુકારે વેદના ઘોષો અહીંસા ધર્મ મોટો છે
રક્ષા સઉ દેવ છે એમાં જીવન છે હિંદનું જેમાં
હણો ના દોષ છે તેમાં અહીંસા ધર્મ મોટો છે
હવે જાણ્યું જરા જાગો મધુથી માનવી માગો
ધરાની હોટલો ત્યાગો અહીંસા ધર્મ મોટો છે

પદ્મા— ૨૨

વાટ જોતી અલબેલી નવેલી છબીલા વર છેલા
રેલાવો રંગરેલા પાતળીઆ પ્રેમથી
વીલી નવેલી વેલી તરૂ વિનાની ઘેલી
આવો પ્રેમીના બેલીરે બેલી, થશે આનંદની હેલીરે
રીઝવું છેલ છેલીરે... ... ... ...પાતળીઆ૦

પદ્મા—પ્રભાકર— ૨૩

મોહનજી ધારી ધારી મુર્તી તારી અંતર મહીં ઉતારી
નાજુકડી અલબેલી નમેલી અલબેલી

તું જીવન દોરી મારી છે પ્યારી સુખકારી
રહું માળા આપની હું તન મન સોઉન શણગાર
રઢીયાળી, રસીલી, રંગીલી, શરમાળી, શાણી મારી

કુલી— ૨૪

દુનીયા દીવાનીને જેમ ડોલાવે તેમ ડોલે
બંને બાજુ રમ ઢોલ પોલું બોલે... ...દુનીયાં૦
રેતી રણમાં નાવ ચલાવું હથેલી મહીં ચાંદ બતાવું
જાણે આલમ ડાહી ડમરી નીરખી મને મીઠું બોલે (૨)

કામીક પાત્રો— ૨૫

આજ દીન ઉગ્યોરે રળીઆમણો
ભલું થાજો આ ભગલાનું મુજને ઘરમાં ઘાલી
સેવા કરજે શીવલી મારી ફરજે ઘરમાં માલી...દીન૦

ડાયા ડમરા સ્વામી મારા માફી આપે મુજને
ચરી ખાજે ચો દીશાએ રજા આપું છું તુજને
નાક કાન કપાવો ચોટલો એનો મુંડાવો
ગધેડે ચડાવો પડઘમ ડંકા વગડાવો
કેડીનખા (૩) ફરરર રમ (૨)... ... ...દીન૦

સમાપ્ત.

# જાહેર ખબર

નીચે લખેલાં પુસ્તકો શ્રી ભારત નૌતમ નાટક મંડળીના મુકામ જ્યાં હોય ત્યાંથી મળશે જેઓ સાહેબોને જોઈતા હોય તેઓએ રોકડી કીંમતથી લેવાં વેલ્યુ પેએબલ અથવા નોટપેટ કાગળ રાખવામાં આવશે નહીં

| | | | | |
|---|---|---|---|---|
| રૂકિમણી સ્વયંવર | | .... | .... | રૂા. ૦—૪—૦ |
| સતી સવીતા | .... | .... | .... | રૂા. ૦—૪— |
| અહલ્યાબાઈ | .... | .... | .... | રૂા. ૦—૪—૦ |
| અજીત | .... | ... | .... | રૂા ૦—૪—૦ |
| શ્રી સિદ્ધ સત્યેન્દ્ર | | .... | .... | રૂા. ૦—૪—૦ |
| ચંદ્રગુપ્ત | .... | .... | .... | રૂા. ૦—૪—૦ |
| સમ્રાટ અશોક | .... | .... | .... | રૂા. ૦—૪— |
| આત્મબળ | .... | ... | ... | રૂા. ૦—૪— |
| મહાત્મા તુળશીદાસ | | .... | .... | રૂા ૦—૪—૦ |
| યોગમાયા | .... | .... | .... | રૂા. ૦—૦—૦ |
| વીર કેશરી | ... | .... | ... | રૂા. ૦—૪—૦ |
| રંગ તરંગ | ... | .... | .... | રૂા. ૦—૪—૦ |
| મેઘ મયુરી | .... | .... | .... | રૂા. ૦—૪—૦ |
| નવ–ચેતન | .... | .... | .... | રૂા. ૦—૪—૦ |

**ચીમનલાલ ભકોરદાસ દલાલ.**

માલેક:—શ્રી ભારત નૌતમ નાટક મંડળી